# અક્કલનું પડીકું

—અથવા—

# ખૂબીનો ખજાનો.

---

**વીર કુણાલ—** રાગ—ગઝલ.

અમારા દેશને છોડી, અમે થાનાર પરદેશી,
હૃદયને મેળવી લેશે; અમારો પ્યાર પરદેશી.
થયાં દુર્ભાગીઆં એવાં, તજાવી દેશની સેવા,
ભટકશું પારકા ઘરમાં, બની લાચાર પરદેશી.
અમારા ધર્મ નીતિથી, અમારી સત્ય રીતિથી.
અમે સત્કર્મથી થઇશું, હૃદયના હાર પરદેશી,
અમારા દેશ બન્ધુઓ અમારી જન્મ ભુમીમાં.
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી!

**વીર કેસરી—** રાગ—ગઝલ—કવ્વાલી.

થવાનું ના થવાનું કહે, નજુમી કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે?

હતી શલ્યા રૂપે અહલ્યા જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે ?
હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહાબળા યોદ્ધા,
ન જાણ્યુ ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે ?
રમ્યા જુગટુ સહુ સાથે, વિભૂતિ સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે ?

અરૂણોદય— રાગ—ગઝલ—કવ્વાલી.

વ્હાલા કહું વહેવારની, એ વાતો આ અમૂલ છે,
અભિમાનથી ન સાંભળો, તો, આ તમારી ભૂલ છે!
મન માન્યું મળતું નથી, કોઇને બધુંય સંસારમાં,
ખામીમાં ખામી ખોળવી, એ તો તમારી ભૂલ છે.
કાળા છીએ રંગે અમે પણ, કાળજાં કાળાં નથી,
તેનીય કીંમત ના કરો, તો આ તમારી ભૂલ છે.
છોડી અમે શ્રી રામને, જપીએ તમારા નામને,
તોએ ન રાખો નેડલો, તો જીવતર અમારૂં ધૂળ છે.
મીઠા અમી આપો નહીં તો થાહ એ શા કામનો.
થા' પાછ ખાળો કાળજાં, એ તો તમારી ભૂલ છે.

ચીનલ મુંજાલ— રાગ—ગઝલ—કવ્વાલી.

તુટેલા તાર વીણાના, તે બંધાશે ફરી પાછાં. (૨)
ફુટેલા પ્યારના વાજાં, ન સંધાશે કદી પાછાં
દીવાલોમાં પડયા ચીરા-તે સંધાશે ફરી પાછાં. (૨)
થયા ચીરા ઉમરના તે, ન સંધાશે કદી પાછાં,
પડયા જે મ્હોતના મુખમાં-ઉભા થાશે ફરી પાછા (૨)

છવાયા બેવફાથી જે, ન સાજા થાયે તે પાછાં,
પડેલા ઝખમના ખંજરના-પુરાયે તે ફરી પાછાં. (૨)
પડેલા જુલમના ઘા તે, ન રૂઝાયે કદી પાછા—

વીર કેસરી— રાગ-ગઝલ.

તું પદ તજો હરામી, દુનીઆ નથી સદાની,
જર જોર ને જુવાની, સહુએ થવાની ફાની,
સાચી સલાહ માનીરે, કરણી કરો મજાની,
મમતા મુકોને પ્રાણી સહુ અંતે ધુળધાણી,
આ જુઠી જીંદગાનીરે, સ્વપના સમી લ્યો જાણી,
કોઇ આજ કોઇ કાલે, પરલોક પથ ચાલે,
જમ દુત આવી ઝાલેરે, દુનીયા ફુગી જવાની.

બિલ્વમંગળ-સૂરદાસ—

દાસ પરે દયા લાવોરે, દયાળુ દેવા દાસ પરે દયા લાવો—ટેક.
સંસારે સંબંધ ત્રોડી જીવ આપ ચરણે જોડી,
હું તો બની બેઠો, બાવો બાવોરે—દયાળુ.
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથા ખાઉં,
વારે અવિનાશી આવો આવોરે—દયાળુ.

બિલ્વમંગળ-સૂરદાસ—

આ તારાં વચનો સારાં, સ્નેહે સાંભળતાં.
શાન્તિ પામ્યું મન મારૂં રે આજે—આ૦
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી,
ધન્ય ગુરૂ ચંિન્તામણી, ધારૂં રે આજે. !
ભક્તિ ભગવાન કેરી કરતાં હમેશાંજી,
થવાનું ત્વરાએ શુભ તારૂં એ શાણા-આ તારાં.

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ— રાગ, ભજન.

વિષય વાત મમ માત તજીને; કૃષ્ણ ભજન તું કરવા દે,
ધર્મ વ્રતિએ ધરણીધરનું, ધ્યાન ધૃતિથી ધરવા દે,
અધમપણાને અલગ રાખી, ભંડાર ભક્તિના ભરવા દે,
નટવર નામનું નાવ મળ્યું છે, તો ભવસાગર તરવા દે !
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવા દે–વિષય૦

નંદ-બત્રીશી— (સત્યા સત્ય નિર્ણય)

ગંગાજળ નિરમળ સમું, શુદ્ધ પવિત્રજ સાર,
તેવું કુળ જો મહરૂં (તો) પડ પાસા પોબાર.
હંસ ગયો સરોવર તીરે, દીઠું અમૃત સાર,
પીધાં વીણ પાછો ફર્યો, (તો) પડ પાસા પોબાર.
સત્ય ચુકે જો સાધવી, ધરા ન ઝીલે ભાર,
તે ગુણ હોય મુજ મહીં, (તો) પડ પાસા પોબાર.
નાગ મુખે અમૃત ઝરણ, ચોર કને ભંડાર,
કામી પાસે રહે કામની (તો) પડ પાસા પોબાર.
મીઠો આંબો સર્વદા ઉત્તમ ફળ દેનાર,
સત્ય અસત્ય કરે નહિ (તો) પડ પાસા પોબાર.
વિમળ કમળ વિલોકીને, ભ્રમર ગયો તે ઠાર,
દીઠું પણ અડક્યો નહિ (તો) પડ પાસા પોબાર.
અહલ્યા સીતા દ્રોપદી, સતી ખરી નીરધાર,
તેવું ચીત્તજો માહરૂં (તો) પડ પાસા પોબાર.
ભુખ્યા આગળ જો ધરે, ઉત્તમ ભોજન સાર,
ખાધા વિણ ઉઠે નહીં, (તો) પડ પાસા પોબાર.

અહાન્ધ્રેના કાદમ્બરી— રાગ-ભજન

રામ ભજ તું પ્રાણીયા, તારા ભવની ભાવટ ભાગશે (૨)
"બોલો રામ સીતારામ" પંખીડા તું જો વિચારી,
કર્મ તારા લે સંભારી,! વાસના નઠારી તુને રૌવ રૌવ નર્કે નાંખશે—રામ.
મૂઢ તેં મતિ વિસારી, મતિ તેવી ગતિ તારી,
ઉદ્ધારે સંભારી તારી કાયા કંચનની થશે—રામ.

અહાન્ધ્રેના કાદમ્બરી— રાગ-ભજન.

રૂપે શું મન રાચ્યોરે, કાયાનો રંગ કાચોરે ભગવાન ભજો (૨)
હાડમાંસને રૂધીર ભરેલું, મઢ્યું ચામડે અંગ, (૨)
ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ.
ભરંસો નહીં સાચોરે કાયાનો રંગ કાચોરે, ભગવાન—

ભર્તૃહરી— પીંગળા અને ભરથરી, નો સંવાદ.

ધીક ધુવા ધીક સુજને, ધીક કામ વિકારજી;
જોણુંરે ભુલાવી મને સત્યથી, કર્યો નીચ વિચારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ક્ષમા કરોરે રાજા રંક હું, નારી અજ્ઞાન જાતજી;
અન્ય વખત એવું નહીં કરૂં લાજ્યા માતને તાતજી;—ભેખરે.
કપટ રૂપીરે રાણી પીંગલા, એ શું બોલો વચનજી;
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારીને મનજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા...

તુંરે ખોટી ને ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી
અલખ જગાવું વન એકલો, જેથી પામું ઉદ્ધારજી.—ભિક્ષા.
* રહોતો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામી નાથજી,
ખીરરે નીપજાવું ક્ષણુ એકમાં, જમીએ આપણુ સાથજી.—ભેખરે.

મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખું ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહિ જગતમાં, સાધો જોગ રહી પાસજી.—ભેખરે.
+ મહેલરે તારાને રાણી શું કરૂં. કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂં રાખી શું કરૂં, નથી ભોગની આશજી —ભિક્ષા.
વાસી જંગલના જોગી અમે, નહી ગ્રામમાં વાસજી,
વિષની વેલીથી અળગો રહું, નહિ નારીનો પાસજી.—ભિક્ષા.
÷ ભગવા જોઇ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી,
માઇ કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાયજી,—ભેખરે.
– વધુરે શું વદું રાણી પીંગલા, કરૂં અરે કેટલો ઉચ્ચારજી.
બંધુ જેવોરે બંધુ તજયો, માર્યો વચનનો મારજી;
હવેરે રાજને રાણી શું કરૂં !
+ વાંકોરે વિધાતા મને ભુલવી, લખીયા લેખ લલાટજી,
આનુરે પ્રાયશ્ચિત હવે હું શું કરૂં, મારગ આપો પૃથ્વીમાતજી —ભેખરે.
ત્રણશો નારીરે અન્ય આપની, માલવપતિ મહારાજજી,
એકને કારણે એને નવ તજો, પાપી પીંગળાને કાજજી—ભેખરે.
મોહ છોડી દે રાણી પીગળા, પ્રીતે કર સતસંગજી,
સગુરે નથી કોઇ કોઇનું, આ સસાર પતંગજી—ભિક્ષા.
દેતી હો તો દે મને, નહિ તો કરૂં ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારારે રોશે થશે, ચાલી જાય જમાતજી.—ભિક્ષા.
બલીરાજા—
મારી સજની, તું ક્યાં રમીઆવી રજની, સાચુ બોલ, બોલ, બોલ,
સાણી સૈયર, તું શીદને આળ ચડાવે કેડો છોડ છોડ, છોડ?
હમણાં માળા ગુંથી હતીને, હમણાં કેમ કરમાણી,
પરસેવો તને કયાં વળ્યો, તારી ભમ્મર કયાં ભીંજાણી.—સાચું.

આવો ભમરો શીરપર બેઠો, ઉરાડતાં ગભરાણી.
ચાપોટે લટ છુટી ગઇ—મારી, ભમ્મર ત્યાં ભીંજાણી—કેડો.
કસ્તુરી તારા અંગે મ્હેક, કુસુમ કળીના હારો,
નયન રેખાં છે નાચી નવેલી, મળીયો કોણ ઠગારો—સાચું.
ચંદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો.

લીલાવતી— ચાબખા.

અરજી સાંભળોને સરકાર મુજને ગાઠતી નથી ઘરનાર. (એ ટેક.)
અગીયાર વાગે ઉંઘમાથી ઉઠી, તરત તડકે જાય;
દાતણ કર્યા વિના મોઘરીને મુળા ખોળામા લઇને ખાય. અ० ૧૬૩
વાકું ચુંકું બોલી વઢવું ને રડવું કુઅડ રાંડને રોજ,
ઘરમાંથી ગોળ ઘી ચોરી ખાવાની, ખોટી પડી છે ખોજ. અ० ૧૬૪
પાડા પાડોશીને ડોશા ડોસાથી, લડી ચુઠી લાખવાર,
પોતાના બાળકને નિત્ય બઝુડે મારે મને પણ માર. અ० ૧૬૫
રાખના ઢગલામાં ફેરા પડમાં જેવું, રાડના મોઢાનું રૂપ,
ભુત ભડકામણી મારે કુભારજા, ભડકી મરૂં છુરે ચુપ. અ० ૧૬૬
ભુગરીના માળા સરખું છે માથું વેત વેંત લાંબા વાળ;
ખણુતા જુવોના ટોળા ખેરવે, પરસેવાની પડનાળ. અ० ૧૬૭
હોળી દીવાળીએ ન્હાવાનો નેમ છે, વડી ચતુર છે વહુ,
અંગે ઓઘરાળાને લુગડામાં લીખો મારવાડ કેરી મડ. અ० ૧૬૮

સંગીત લીલાવતી— ગજલ

લાજ છોડી છેક તે છકેલ છોકરા, બાપની તેં આબરૂના કાંકરા કર્યા. લા.
આવી છે દીવાળી હોળી હઇયામાં બળે જઇછું વહુને તેડવા પણ
દા'ડો શો વળે લા—૭૪

સે—સાસરામાં જાણું છે જમાઇને સહુ માટે નહિ મોકલે વેવાઇનો
વહુ. લાજ—

સ—કરવાને વીનેક લોક લાજથી જવું.......................
જો—.........ગાડી જોડી લાગ્યો ખોટી ક્યાં સુધી થવું. ૨૭૫

અરૂણોદય—

તમે જો ને જો ન વાયદા વીતાવજો
પીયું પહેલી પેસેંજરમાં આવજો:
હાર તોરાથી સ્વાગત શોભાવજોરે—પીયું.
સિલ્કની કીનાર કોઇક લાયલ આછેરા,
કોઇક નવા નાટક ના અચ્છા ઓપેરા
થોડા હેન્ડબીલ હેરઓઇલ ના લાવજોરે—પીયું.
એક હારમોનીયમ પેરીસનું લાવજોરે;
આવવાનો તાર ને આગળથી આપજોરે,
તમે સાના સ્ટેશન પર સીધાવજોરે—પીયું.

હૃદયભાણુ—

મન માયાના કરનારરે, જરી જોને તપાસી તારી કાયા,
પુછી જોને તું પંડિત પુરાણીરે, કોઇના અમર છે લેખ લખાણા.
કાચી છે કાયા આ માટીની મયા, છે માટીના ખેલ બનાયા;
શાણા તો સમજી અલગ થયા, પણ બાળક બિચારા લપટાયા.
લાગોની પાંખો ત્યાં જે પીખાઇ, જેણે મુગ્ધર લીધુ દશાયા;
કાળના કોંવાડેથ કોણ બચ્યું છે ભલે રંક ભલે હોય મહારાજા.
સંધ્યાના જેવા રંગ સોનેરી વંધ્યાને લાડ લડાયા;
જોબનને તન ધન તેવાં સમજવાં, પાણીના પડછાયા

ભૂલનો ભોગ—

પરવશ અમારી છે દશા, બાપુ જરા ઝાંખી જુઓ,
તમ હાથથી જ્યાં ઠેલસો, ત્યાં બાંધશો ભાવી કુઓ.
તરશું કે ડુબી મરશું તે જોવાનું ના તમને રહ્યું,
નીત માર મુંગો સહી અમે, આ શીર તમ ચર્ણે ધર્યું.
ના હીત કો હૈડે ધરે, અમ રંકના ઉદ્ધારમાં,
દેખાડતાં વ્યવહાર પણ ડહ્રી વ્યાપારમાં—મુજ.

વીણાવેલી—

અરે શું માનવનો અભિમાન, પલકમાં ટળી જશેરે,
અરે જેમ પીપળ ઉપર પાન-પલકમાં ખરી જશેરે.
પલકમાં ખરી જશેરે-માટીમાં મળી જશેરે—અરે૦
ઘડી જીવતરમાં ઘડી એક સુખની ના............રે નથી;
મૂઢ મમતમાં તોયે મરતા આ આ............રે મથી.
ગાફેલ નર નાદાન............અરે શું.
કાયા કલેવર કારમું છે ગંદકીનો ધાડવો;
સમજુ જને સમજી જઈ અભિમાનને વણસાડવો.
અભિમાન ફણિધરને નહિ દુધ પાઇને પોષાડવો,
રાવણ સરિખે માનથી લીધો નથી કંઇ લાડવો.

વીણાવેલી—

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ,
તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાશોશ્વાસ;
સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઇએ,
રાખે જેવી રીતે રામ, રંગે તેવી રીતે રહીએ—સદા.
પીંપળ પાન ખરતાં, હસતી કુંપળીઆં;

મુજ વીતી તુજ વીતશે, ધીરી આપડીઆં
દશાના ઢંગ રૂતુના રંગ જેવા દેખી લઇએ—સદા.
કદી મેહલો ને માળીઆં, કોમળ છપ્પર ખાટ;
કોઇ દીન એવો આવશે ભુખ્યે ન મળે ભાત—સદા.
કંસવધ—
કાનુડા તારી, કામણુ કરનારી, વૃજમાં વાંસલડી વાગી,
મીઠી વળી મોહક, મન વશ કરનારી—વૃજ૦
મન વશ કરનારી, સ્વર સુણતાં લાગે સુખકારી;
હું ઘેલી, (૨) તમ વિણુ થઇ છું ગિરધારી —વૃજ૦
પૃથ્વી પુત્ર—
માળા મોતીડાની મોંઘી મંગાવજો
કંથ કોડીલા કંઠે પહેરાવજો
ચોળી કુંસંબી રંગે રંગાવજો
સાડી સુંદર શરીરે સોહાવજો
હોંસિલા હીરાની બંગડી બનાવજો
કોમળકર કુંદનને કંકણે દીપાવજો
હાર હીરા માણેક મઢાવજો—માળ
નીત્ય મીષ્ટ ભોજનીયાં ભાવે જમાડજો
આછાં આછાં ફુલડાંની વેણી ગુંથાવજો
સદન વિજળીની જ્યોને સોહાવજો
મીઠાં જોબનનાં જાંબુ ખવરાવજો—માળ
વીરકુણાલ—
હું ખાપરો તુ કોડીયો જોડી વીંછીને સાપની
મીઠા ડોસીને પૂછવું છે બુદ્ધિ કોઇના બાપની

કાયદો પૂછી શકે નહિ એવી વિદ્યા આપણી
કાયદેથી બોલી ફરવું છે બુદ્ધિ કોઇના બાપની
માથાંઓ મુકી મૂર્ખના પહેરાવી ટોપી આપની
કહેવું અમે શું જાણીયે છે બુદ્ધિ કોઇના બાપની
પોઢેલો સહુ સંસાર અહીં પરવા કરો ના પાપની
શ્રી કૃષ્ણ ગીતામાં કહી ગયા છે બુદ્ધિ કોઇના બાપની

**વીર કેસરી—**

આપ પાપડ વાડીમાં પધારજો લ્હેરીલાલ,
મંદીરની સામે મકાન છે. નીચે દેશી દારૂની દુકાન છે.
રંગરંગીલા ચાલ માની પાડોશમાં તુલસી કયારાનું નિશાન છે
છજામાં તુલસીના ઝાડનું નિશાન છે—લ્હેરીલાલ.
અખંડ ને અભંગ આજ સાંજ પહેલા પધારજો
હડતાળવાળાનુ તોફાન છે જબરૂં હડતાળવાળાનું તોફાન છે-લ્હેરીલાલ.
જોખમ ભરેલું કામ પુરી પંચાત છે ધાસ્તી છે આફતમાં
જાન છે, મારા બાપ ધાસ્તી છે-લ્હેરીલાલ.

**બોલતો કાગળ—**

આશક ખરાબુવા જેવા માશુકનો પૂર દમામ
ચાહે રાંડે કે માંડે, શું અમને તેથી કામ.
જાણે ઘરડી ઘોડીને પહેરાવી લાલ લગામ,
જોડી જુગતી છે એવી, કે જોવા મળશે ગામ.
વર લોભ ધરે કન્યાનો જમવાને માગે જાન
ઘોડાને બદલે ખાંધો ઓનડાને બદલે કાંધુ
અહીં માંડવડો મંડાયો, ત્યાં કાઇ ગયાં શમશાન
ચોરીને બદલે ચોકો ને 'રામ બોલો ભાઈ રામ'

અભિરાજ—
આનંદ મંગળ ગાઓ, પરણાવી બેઉં લ્હાવો;
મારી વેવાણ રસીલી જોડી શોભશે.
નિરખી કન્યા કહેશો, મુખ જોઇ તાળી રહેશો—મારી.
વાહ ઠીક મળ્યું છે ટાણું, એક લુલું બીજું કાણું,
મળી વેવાઇને વેવાણું. ફેરા ફેરાવોને ઝટ–આનંદ.
રડાકિયા તમે જોશો, હોળીને દહાડે રોશો;
કેવી જાન જોડી હું આવું. દુનિયામાં ડંકા વાગશે–આનંદ.
તડાકીયા કહુ તમને, અતિ ઉમેદ મનમાં અમને;
વાજાં વગડાવું જોજો, ફરશુરામનો ફડાકો—આનંદ.
સૂર્યકુમારી—
સોહામણી સ્વર્ગની વાટ, એક દીન શોભાવજો હોરાજ,
રસિલા અમરાપુરી ઘાટ, એક દીન સોહાવજો હોરાજ.
મૃત્યુ લોકનાં મનુષ્ય ક્યાં, ક્યાં અમરાપુરી ઘાટ,
અધટીત–કહો એ કેમ બને, વસમી વીકટ એ વાટ.
મુગટમણી તમે રાજસદનના, પારીજાત તમે નંદનવનના;
રાજવંશી દેવાંશી રસીકવર, પ્રિત જ્યોત પ્રકટાવી પરસ્પર.
મેળવવા અંતરમાં અંતર, સ્વર્ગ અમારૂં સોહાવજો હોરાજ.
સૂર્યકુમારી—
અક્કલની એક વાત શીખાવું, જગમાં મોટી હાજીહા,
શેઠ પાસ વાણોતરની એક, સાચી ખોટી હાજીહા.
શેઠ કહે સાગરનું પાણી, મીઠું છે તો હાજીહા,
ખારી સાકર ગળ્યું મીઠું છે, તો પણ કહેવું હાજીહા.
રાત અંધારી શેઠ દિવસ કહે, તો પણ કહેવું હાજીહા,
મન પરખી માલીકનું સૌએ, થઇ રહેવું બાઇ હાજીહા.

## સ્વદેશ સેવા—

અમે સહુ એક ઝાડની ડાળ,
નથી જુદાઇ અમે સહુ ભાઇ, એક માતના બાળ,
હિંદુસ્તાન છે દેશ અમારો, ભારતી માત અમારી,
નવ કરીએ તેને માટે આ, જાન અમારી પ્યારી—અમે૦
હિંદુ મુસલમાન, પારસી યાહુદી, ખ્રિસ્તી જાત અનેક,
જાત જુદી હો રહી અમારી, પણ અંતર છે એક—અમે૦

## રાજા સંભાજી—

રાજા તારા ડુંગરીઆ પર બોલે ઝીણા મોર,
મોર જો બોલે પપૈયા બોલે, કોયલ કરેરે કલશોર (૨)...રાજા.
આઝમ રાત વીજલડી ચમક, છાઇ છટા શી ઘનઘોર (૩)...રાજા.
"કોકિલ કલરવ તું કરી, બળતીને નવ બાળ,"
"હું સુતી પિયુ વિરહમાં, હૈડે ઉઠે જ્વાળ."
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર તું મારા ચિતડાનો ચોર...રાજા.

## રાજા સંભાજી—

નારી વેશે નાથ તમારાં રૂડાં રૂપ સોહાય,
રૂપ સોહાય જોતાં લલના લજવાય...નારી.
લટકે મટકે ક્યાં ચાલો, નખરે નયન નચાવો.
લચકે કમર લચકાઇ જાય હાય........નારી.
રામા હઠ આતે કેવી? હઠમાં શી લ્હાણ લેવી?
હઠથી હમેશાં હાંસી થાય, થાય, થાય......નારી.

અશ્રુમતી—

શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો,
નાચી રહ્યો જગ નચાવી રહ્યો—શું.
કોયલ મધુર મુરલી બની છેડે નટવર કાન,
વિરહ ઘેલી ગોપી ઘણું તજી નિકળી અભિમાન.
રસિઆ વિનાની બની બાળાઓ બ્હાવરી,
વેધ્યું વસંત ચિત્ત વિંધી ગયો—શું.
શીતળ સુખકર પવનની લ્હેર ધુમ ચોપાસ,
જાણું રાધા કૃષ્ણજી રાસ રમે છે ખાસ.
વિધ વિધ પંખીના વેણુ ધુઘરી ધમકેરે,
મહિં મહિં મેનાના નાદ ઝાંઝર ઝમકેરે.
નવપલ્લવ વાઘો ધરી પચરંગી ચીર પાઘ,
ફાગ લાગ સાધી રમે મદનરાજ મહાભાગ્ય.
લ્હેરી લાલાથી રમે લલનાઓ લાડમાં,
પ્રીતિ ગુલાલ લાલ છાઇ ગયો—શું.

# નળ દમયંતીની પુર્વજન્મની વાર્તા.

## દોહરો.

પૂર્વ જન્મનાં વૃત્તાંત આ અદભૂત જેનું અનુપમ
અર્બુદ પર્વત પર રહે ભીલ જાત આહુક
પવિત્ર પત્નિ આહુકી તે સહ કરે વિરામ
એક મઢુલીમાં રહી જપતાં પુરણ કામ

એક દિવસ આહુક ગયો વનફળ મૂળને કાજ
અતીથિ રૂપે આવ્યો પરમ હંસ કોઇ ત્યાંજ
કરી આતિથ્ય સુયોગીનું પ્રેમદા કરી પ્રણામ
સંધ્યા સમયે સાધુને કરવા કહે વિરામ
અતિશે અંતર ઉલટથી ભીલણીનો જોઇ ભાવ
સાધુએ તે સ્થળ વિષે રહેવા કર્યો ઠરાવ
આશ્રમ નાનો અધિક ત્યાં સુતાં સતી યતિ સાથ
પવિત્ર અંતર ઉભયનાં તે જાણે જગનાથ
વીતી રાત્રી પ્રહર જ્યાં આવ્યો આહુક ત્યાંય
કંદ મુળ લેઇ કરી પર્ણકુટીની માંય
જોઇ નીજ પ્રીય પત્નીને અવર પુરૂષ સંગાથ
ઇર્ષા મન નહી આણતાં પામ્યો અતિ ઉલ્લાસ
ભયંકર જંગલ અતિ ઘણું સિંહ વાઘ વરૂ ત્રાસ
રક્ષા કારણ આગણે ભીલ ફરે ચોપાસ
અકસ્માત આશ્રમ વિષે આવ્યો સિંહ વિકરાળ
યુદ્ધ થતાં સિંહ ભીલનું થયો ભીલનો કાળ.

## ઉપેન્દ્ર વજ્રા.

પ્રભાત થાતાં ભીલ નારી જાગી
જોઇ પતિને બની દુઃખ ભાગી
મુજ કાજ સ્વામી સ્વર્ગે સિધાર્યા
તો ધિક્ક જીવું બની હું અનાર્યા
કલ્પાંત કરતાં રચી કાષ્ટ ચિતા
બળી મરી તે પતિની ચિતામાં

યતિ બીચારો નીરખી સ્થીતિ આ
ભૂલ્યો સહુ ભાન ગતિ મતિકા
થયાં હું માટે પરલોક વાસી
આ ભીલડીને ભીલ પૂન્ય રાશી
ધિક્કાર મારૂં જીવતું હવે છે
પ્રાયશ્ચિત આનું મરી છુટવે છે
આ જન્મ જોડું કીધું મેં વિયોગી
તો જન્મ બીજે કરૂં યોગી યોગી
પ્રભુ અમારી પુરજો પ્રતિજ્ઞા
એ રીતે બોલી મરતો યતિ ત્યાં.

દોહરા.

અંતરીક્ષ વાણી થતાં થયો સુમન વરસાવ
ધન્ય ધન્ય હે યતિ સતી ભીલ પુણ્ય પરભાવ
અતીથિ સેવા એજ છે પરમ મનુષ્યનો ધર્મ
ધાર્યો સતીએ પુણ્યથી ઉદય થાઓ સત્કર્મ
પરજન્મે આહુક થજો નૈષધપતિ નળરાય
ને ભીલણુ ભીમક સુતા દમયંતી કહેવાય
પરમ હંસ તે હંસ થઇ વસો નિષધ વનમાંહ્ય
ને તેના શુભ યત્નથી નળ દમયતી વરાય.



